બીહામણો અજગર પોતાના શીકારને ગળવા જતો હોય એવી તેની સુંઢ ધીમે ધીમે વીંટળાતી તેના માથા પર થઇ મારા તરફ લંબાઇ. તેના સ્વાર્થની હવે હદ આવી હતી. પોતાની જાતને બચાવવા ખાતર, પગ તળે મુકવા માટે તે મને પણ પકડવા તૈયાર થયો હતો!

કપિએ આ જોઇને ઝાડની ટોચેથી ચીચીઆરી કરી મુકી. એક ક્ષણમાં હું કિરીટની પીઠ પરથી કુદી દૂર જમીન પર પડ્યો, ને તરત ત્યાંથી હું નાઠો. એ તો ચીસો પાડતો ને મદદ માટે બુમબરાડા કરતો જ રહ્યો. બહાર નીકળવાના દરેક પ્રયત્ને તે વધુ ને વધુ અંદર ખુંચતો જતો હતો. તેનો આગલો ભાગ છાતી સુધી અંદર ખુંચી ગયો હતો, પણ પાછલો ભાગ જરા વધારે બહાર હતો; એટલે તે એવી ત્રાંસી રીતે ખુંચેલો હતો કે પોતાની જાતને ઉચકતાં તેને વધારે મુશ્કેલી પડતી હતી.

હું મદદ લેવા નજીકના ગામડામાં દોડ્યો. અમે દોરડાં ને પાટીઆં લઇને આવ્યા તે વેળાએ તે આખો હડપચી સુધી ખુંચી ગયો હતો; માત્ર શ્વાસ લેવા માટે તેણે સુંઢ બહાર ઉચકી રાખી હતી. એક જ ઉપાય હાથમાં હતો; અને તે એ કે હાથીને તેના પોતાના જ બળ વડે બહાર કાઢવો. એટલે અમે એક લાંબું દોરડું લઇ સામેના એક ઝાડને થડે બાંધ્યું, ને તેનો બીજો છેડો હાથી તરફ ફેંક્યો. તેણે તે પકડીને જોરથી ખેંચ્યું. દોરડું ચસકવા લાગ્યું. અને હાથીના જોરથી ઝાડ પણ કડાકા કરવા માંડ્યું. પણ આનું કંઈ બહુ સારૂં પરિણામ આવ્યું નહિ. ત્યાર પછી કાદવમાં ને કાદવમાં જરાક આગળ સરકાઇ આવ્યો હતો, ને તેનો પાછલો ભાગ કાદવમાં વધારે ખુંચ્યો હતો. હવે તે આખો યે ભુવામાં સપડાઇ ગયો.

પણ આથી એક બીજી વાત બની. તેની સુંઢમાં દોરડું આવ્યું, ને તેણે જાણ્યું કે પોતાને ઉગરવાનો એ એક જ રસ્તો છે, એટલે તે દોરડાને કોઇ કાળે છોડે એમ નહોતો: તેને તે જીવની પેઠે વળગી રહ્યો હતો, એટલે હવે તેની નજીક જવામાં ભય નહોતો. તેનો પાછલો ભાગ હજી જરા અદ્ધર હતો, તે તેની નીચે પાટીઆં ગોઠવવાનો અમે વિચાર કરે પણ એમાં યે અમે નિષ્ફળ નીવડ્યા. તેના પગ ખાડાને તળીએ જઇને અડ્યા હતા. પરંતુ આથી અમ એક નીરાંત થઇ, કે તે હવે વધારે ઉંડો ખુંચી ગુંગળાઇ મરશે નહિ.

એના શરીરનો આગલો ભાગ જો કોઇ પ ઉપાયે ઉચકવામાં આવે, તો પછી બાકીનું શરીર તો ખેંચી કાઢી શકશે એમ અમને આશા પડી. પણ બને કેવી રીતે? એ મોટા ડુંગરને ઉચકવા માટે બીજો કોઇ હાથી જ હોય તો બને. આમ વિચારી અ આસપાસનાં ગામોમાં હાથીની તપાસમાં નીકળ્ય નસીબજોગે પાસેના જ એક ગામના રાજાને ત્યાંથ એક હાથણી મળી આવી. તપાસ કરતાં એ તે કિરીટની જ મા નીકળી. અમે એ રાજાને ત્યાં એ વેચી હતી. પણ આ ધમાધમમાં સાંજ પડી ગઇ, અંધારૂં જામવા લાગ્યું. એટલે અમે કિરીટને ઇશ્વર ખોળે સોંપી રાતની રાત તેને ભુવામાં જ પડ રહેવા દીધો.

બીજે દહાડે સવારે ઉઠીને જોયું તો તે એ જ સ્થિતિમાં હતો. સુંઢમાંનું દોરડું એણે જરા ઢીલું મુક્યું હતું ખરૂં, પણ વધારે ઉંડો તે ખુંચ્યો નહોતો. તેને પણ હવે ખાતરી થઇ ગઇ હતી કે અમે તેને બચાવવા માટે જ મથામણ કરી રહ્યા હતા, તેથી હવે તે અમને પોતાની પાસે આવવા દેતો હતો. પાટીઆં ગોઠવી તેની બરોબર હમોડી કરી, કિરીટની માને તેની પાસે લઇ જવામાં આવી. તેણે કિરીટની ગરદન આસપાસ સૂંઢ વીંટાળી તેને ઉચકવા માંડ્યો. પણ થોડો ઉંચો થયો ન થયો, ત્યાં તો તેણે દરદથી બરાડવા માંડ્યું. કારણકે તેનું ગળું ભીંસાવાથી તેને ગુંગળામણ થતી હતી. આથી તેને છોડી દેવામાં આવ્યો, એટલે વળી પાછો એ ઉંચો થએલો તેટલો અંદર ખુંચવા લાગ્યો, પણ અમે વેળાસર ઝટપટ તેની છાતી અને કાદવની વચ્ચે પાટીઆં ગોઠવી દીધાં.

એ ઉપરાંત, નદી કાંઠે ઉભેલી એક હોડીમાંથી

અમને કોઇએ એક લાંબું અને મજબુત દોરડું આપ્યું, તે પણ અમે ઝટપટ તેના શરીર નીચેથી સેરવી લીધું. પછી તેનો ગાળીઓ કરી સરકણી ગાંઠ બાંધી, અને તેનો બીજો છેડો કિરીટની માના શરીરની આસપાસ બાંધ્યો. તેણે પોતાનામાં હતું તેટલું જોર કરીને ખેંચવા માંડયું. એ પણ ભારે જોરાવર નીકળી. જોતજોતામાં તેણે કિરીટનો આગલો ભાગ ખેંચી કાઢી ઉંચો કર્યો અને તેના પગ કાદવપર ખદબદવા લાગ્યા. પણ એટલામાં અકસ્માત દોરડું તુટી ગયું, અને કિરીટના આગલા પગ પાટીઆ ઉપર જઈને પડયા. પરંતુ તેના પાછલા પગ વળી પાછા ખુંચવા લાગ્યા. અમારી આવેલી આશા પાછી ઉડી ગઇ. અમે ધાર્યું કે તે પાછો ફસાયો.

પણ અમે કલ્પી એટલી બધી ખરાબ સ્થિતિ નહોતી થઈ, કારણકે બીજું દોરડું સહેલાઇથી નાખી શકાય એટલી જગ્યા હતી. આ વેળા અમે બેવડું દોરડું નાખી તેને મજબુત ગાંઠ વાળી, અને તે ઉપરાંત પેલા ઝાડ સાથે બાંધેલા દોરડાનો છેડો પણ કિરીટની સૂંઢમાં ટેકા તરીકે આપ્યો. તે એટલો હતાશ થઈ ગયો હતો, કે હવે તો એ દોરડું પણ લેવાની ના પાડતો હતો. પણ મેં તેને સમજાવીપટાવી શાંત પાડયો.

છેવટ તેની માની મદદથી તેણે બળ કરીને પોતાનો પાછલો ભાગ કાદવમાંથી ખેંચી કાઢ્યો, અને એક પછી એક બંને પગ પાટીઆ પર માંડી તે ધીમેથી બહાર નીકળી આવ્યો. ટોળામાં સૌ આનંદથી બુમો પાડી ઉઠયા. નક્કર જમીન પર કિરીટને પગ માંડતો જોઇ મને તો એટલો આનંદ થયો કે ન પુછો વાત. કપિ પણ પોતાના દોસ્તને સલામત બહાર નીકળી આવેલો જોઇ ઝાડ પરથી તેની પીઠ ઉપર કુદી આવી બેઠો. પણ અત્યારે કિરીટનો મીજાજ ઠેકાણે નહોતો; તેથી તેણે કપિને ઉથલાવી પાડયો.

પહેલું કામ મેં ઝાડની કુણીકુણી ડાળખીઓ તોડી કિરીટને ખવડાવવાનું કર્યું. તે પણ ભુખ્યો ડાંસ હતો, એટલે ઝાપટવા જ મંડી પડયો. મને પોતાને તો ખરેખરી શીખામણ મળી ગઇ હતી. વાંદરાની અક્કલ પર આધાર રાખી તેની પાછળ ઘુમવામાં મેં મારા રતન જેવા હાથીનો જીવ જોખમમાં નાખ્યો હતો. ખરે જ, વાંદરાઓમાં અક્કલ હોય તો જોઇએ શું?

[કિરીટની એક બીજી લાંબી મુસાફરીનાં પરાક્રમોની વાત આવતા અંકમાં]

## ફુલપાંદડી *

અહો! કંઈક યુગોથી પ્રકાશ અને અંધકાર વચ્ચે યુદ્ધ ચાલ્યું જતું હતું.

જ્યારે પ્રકાશનો સેનાપતિ સુરજ આવતો, ત્યારે અંધકાર સમુદ્રને તળીએ કે પહાડની એવી ગુફાઓમાં છુપાઇ જતો કે જ્યાં સુરજનાં અણીઆળાં બાણ પહોંચતાં નહિ.

પણ જ્યારે મદોન્મત્ત શ્યામ નિશા પોતાની અંધકારની પતાકા ફરકાવતી ત્યારે પ્રકાશ તારાઓમાં લપાઇ જતો, જ્યાં રાત્રિની વિજયપતાકા ઉડતી નહિ.

અનંતકાળના યુદ્ધ પછી પણ કોઇ જીત્યું નહિ કે હાર્યું નહિ.

હું તેમનું યુદ્ધ જોતો. તેમનું વેર અનંત હતું.

પણ પછી હું ન્યાયાધીશ થયો, અને પ્રકાશ તેમજ અંધકારને મેં આમંત્રણ કર્યું. હૃદયમાં બંનેને સ્થાન આપ્યુ, જ્યાં તેમને માટે યુદ્ધ નથી પણ આરામ છે.

હું સર્વને આમંત્રણ કરૂં છું: પ્રભાત કે સંધ્યા, દોસ્ત કે દુશ્મન, શરાબ કે ઝેર, મિલાપ કે જુદાઈ, જીવન કે મૃત્યુ:—હું સર્વને આમંત્રણ કરૂં છું.

પૃથુરાજ શુકલ

*એ નામના તરતમાં જ પ્રસિદ્ધ થનાર પુસ્તકમાંથી.)

અમને કોઇએ એક લાંબું અને મજબુત દોરડું આપ્યું, તે પણ અમે ઝટપટ તેના શરીર નીચેથી સેરવી લીધું. પછી તેના ગાળીઓ કરી સરકણી ગાંઠ બાંધી, અને તેનો બીજો છેડો કિરીટની માના શરીરની આસપાસ બાંધ્યો. તેણે પોતાનામાં હતું તેટલું જોર કરીને ખેંચવા માંડ્યું. એ પણ ભારે જોરાવર નીકળી. જોતજોતામાં તેણે કિરીટનો આગલો ભાગ ખેંચી કાઢી ઉંચો કર્યો અને તેના પગ કાદવપર ખદબદવા લાગ્યા.: પણ એટલામાં અકસ્માત દોરડું તુટી ગયું, અને કિરીટના આગલા પગ પાટીઆ ઉપર જઇને પડ્યા. પરંતુ તેના પાછલા પગ વળી પાછા ખુંચવા લાગ્યા. અમારી આવેલી આશા પાછી ઉડી ગઇ. અમે ધાર્યું કે તે પાછો ફસાયો.

પણ અમે કલ્પી એટલી બધી ખરાબ સ્થિતિ નહોતી થઈ, કારણકે બીજું દોરડું સહેલાઇથી નાખી શકાય એટલી જગ્યા હતી. આ વેળા અમે એવડું દોરડું નાખી તેને મજબુત ગાંઠ વાળી, અને તે ઉપરાંત પેલા ઝાડ સાથે બાંધેલા દોરડાનો છેડો પણ કિરીટની સૂંઢમાં ટેકા તરીકે આપ્યો. તે એટલો હતાશ થઇ ગયો હતો, કે હવે તો એ દોરડું પણ લેવાની ના પાડતો હતો. પણ મેં તેને સમજાવીપટાવી શાંત પાડ્યો.

છેવટે તેની માની મદદથી તેણે બળ કરીને પોતાનો પાછલો ભાગ કાદવમાંથી ખેંચી કાઢ્યો, અને એક પછી એક બંને પગ પાટીઆ પર માંડી તે ધીમેથી બહાર નીકળી આવ્યો. ટોળામાં સૌ આનંદથી બુમો પાડી ઉઠ્યા. નક્કર જમીન પર કિરીટને પગ માંડતો જોઇ મને તો એટલો આનંદ થયો કે ન પુછો વાત. કપિ પણ પોતાના દોસ્તને સલામત બહાર નીકળી આવેલો જોઇ ઝાડ પરથી તેની પીઠ ઉપર કુદી આવી બેઠો. પણ અત્યારે કિરીટનો મીજાજ ઠેકાણે નહોતો; તેથી તેણે કપિને ઉથલાવી પાડ્યો.

પહેલું કામ મેં ઝાડની કુણીકુણી ડાખળીઓ તોડી કિરીટને ખવડાવવાનું કર્યું. તે પણ ભુખ્યો ડાંસ હતો, એટલે ઝાપટવા જ મંડી પડ્યો. મને પોતાને તો ખરેખરી શીખામણ મળી ગઇ હતી. વાંદરાની અક્કલ પર આધાર રાખી તેની પાછળ ઘુમવામાં મેં મારા રતન જેવા હાથીનો જીવ જોખમમાં નાખ્યો હતો. ખરે જ, વાંદરાઓમાં અક્કલ હોય તો જોઇએ શું?

[કિરીટની એક બીજી લાંબી મુસાફરીનાં પરાક્રમોની વાત આવતા અંકમાં]

## ફુલપાંદડી *

અહો! કંઇક યુગોથી પ્રકાશ અને અંધકાર વચ્ચે યુદ્ધ ચાલ્યું જતું હતું.

જ્યારે પ્રકાશનો સેનાપતિ સુરજ આવતો, ત્યારે અંધકાર સમુદ્રને તળીએ કે પહાડની એવી ગુફાઓમાં છુપાઇ જતો કે જ્યાં સુરજનાં અણીઆળાં બાણ પહોંચતાં નહિ.

પણ જ્યારે મદોન્મત્ત શ્યામ નિશા પોતાની અંધકારની પતાકા ફરકાવતી ત્યારે પ્રકાશ તારાઓમાં લપાઇ જતો, જ્યાં રાત્રિની વિજયપતાકા ઉડતી નહિ.

અનંતકાળના યુદ્ધ પછી પણ કોઇ જીત્યું નહિ કે હાર્યું નહિ.

હું તેમનું યુદ્ધ જોતો. તેમનું વેર અનંત હતું.

પણ પછી હું ન્યાયાધીશ થયો, અને પ્રકાશ તેમજ અંધકારને મેં આમંત્રણ કર્યું. હૃદયમાં બંનેને સ્થાન આપ્યું, જ્યાં તેમને માટે યુદ્ધ નથી પણ આરામ છે.

હું સર્વને આમંત્રણ કરૂં છું: પ્રભાત કે સંધ્યા, દોસ્ત કે દુશ્મન, શરાબ કે ઝેર, મિલાપ કે જુદાઈ, જીવન કે મૃત્યુ:—હું સર્વને આમંત્રણ કરૂં છું.

પૃથુરાજ શુક્લ

*એ નામના તરતમાં જ પ્રસિદ્ધ થનાર પુસ્તકમાંથી.]